॥ ઓમ્ તત્સત્ પરમાત્મને નમઃ ॥

# કીર્તિસ્થંભ.

નાટકનાં ગાયનો તથા ટુંકસાર.



## શ્રી દેશી નાટક સમાજ.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,

હરગોવિંદદાસ જેઠાભાઈ શાહ.

માલેક-શ્રી દેશી નાટક સમાજ.

ઠે. ઘીકાંટા માસ્તર થીએટર--અમદાવાદ.

---

કિંમત ચાર આના.

આ ચોપડી શ્રી જૈન એડવોકેટ પ્રીન્ટીંગ પ્રેસ ઠે૦ ઘીકાંટા જેશંગભાઇની વાડીમાં **વાડીલાલ બાપુલાલ શાહે** શ્રી દેશી નાટક સમાજને માટે છાપી

॥ ઓમ્ તત્સત પરમાત્મને નમઃ ॥

# કીર્તિસ્થંભ.

## નાટકનાં ગાયનો તથા ટુંક સાર.



વર્ગસ્થ સાક્ષરરત્ન શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી સંસ્થાપીત

## શ્રી દેશી નાટક સમાજ



છપાવી પ્રસિદ્ધ કરનાર,

**હરગોવીંદદાસ જેઠાભાઇ શાહ.**

માલેકઃ—શ્રી દેશી નાટક સમાજ.

ઘીકાંટા, માસ્ટર થીએટર, અમદાવાદ.

આવૃત્તિ ૬ ઠી) (પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૬ સને ૧૯૩૦

કીંમત ૪ આના

શ્રી ૧૧.

# કીર્તિસ્થંભ

## નાટકના પાત્રોનો પરિચય.

### પુરૂષ વર્ગ.

**જયાપીડ**—કાશ્મીરનો મહારાજા.

**દેવશર્મા**—તેનો મહા અમાત્ય.

**વિજયમલ્લ**—કાન્યકુબ્જનો રાજા ને જયાપીડનો માંડલીક

**જયસેન**—જયાપીડનો સાળો ને તેની ગેરહાજરીમાં રાજ્યનો થઇ બેઠેલો માલીક.

**અરિમર્દન**—નેપાળનો મહારાજા.

**ભીમદેવ**—વિષ્ણુપુરીનો રાજા.

**રણમલ્લ**—જયાપીડનો એક સેના નાયક.

**મનોરથ**<br>**અનુરાગ** } જયાપીડના દરબારના પંડિતો

**બટુક**—મનોરથનો ભત્રીજો.

**નરસિંહ**-મનોરથનો નોકર.

**અજરામર**—બટુકનો સાળો.

ઉપરાંત—આચાર્ય ક્ષીર સ્વામી, ધર્મદેવ, દરબારીઓ, ખેડુતો, પંડિતો સૈનિકો. વિગેરે.



## સ્ત્રી વર્ગ.

**સુવર્ણા**—મહારાજ જયાપીડની પટરાણી.

**કલ્યાણદેવી**—જયાપીડની બીજી રાણી.

**વિલાસવતી**—વિષ્ણુપુરીના રાજા ભીમની રાણી.

**હિરણ્યરેખા**—ભીમની રાજકન્યા

**સેવા**—પતિવૃત્તા સતિ સાધ્વી.

**રતિ**—બટુકની સ્ત્રી.

**સમજુ**—અજરામરની પત્નિ.

ઉપરાંત—દાસીઓ, નાગરિકાઓ વિગેરે.



શ્રી ૧।

# કીર્તિસ્થંભ

## નાટકનો ટુંક સાર.



## અંક પહેલો.



### મંગળાચરણ અને વસ્તુ સૂચન.

ઇ. સ. ના ૮ મા સૈકામાં કાશ્મીર મંડળમાં મહારાજ જયાપીડ રાજ્ય કરતો હતો એ રાજાનું જીવન ઉત્તરાવસ્થામાં જેમ અનેક દુષણોથી ભરપુર છે, તેવુંજ પુર્વાવસ્થામાં મનોહર છે, એ રણશૂર, ધર્મનિષ્ઠ અને વિદ્યાવિલાસી હતો. એનાં દરબારમાં અનેક મહા-પંડિતો પોષાતાં. પ્રજાનાં દુઃખ દુર કરવા તે તત્પર રહેતો અને ગંગા યમુનાના સંગમ ઉપર તેણે કીર્તિસ્થંભ પણ સ્થાપન કર્યો હતો, જેની સાક્ષી ઇતિહાસ આપે છે. તે ઇ. સ. ૭૪૮ માં કાશ્મીરના સિંહાસનનો સ્વામિ થયો, અને કીર્તિનો અભિલાષી હોવાથી પોતાના પૂર્વજોની માફક દિગવિજય કરવા નીકળ્યો પણ કમનશીબે તેનાજ ભેગા નાયકોએ તેને દગો દીધો તેની હાર થઈ અને તેનો સાળો

રાજ્યનો ધણી થઇ બેઠો એટલે, ત્રણ વરસ સુધી તેનો રાજપાટ છાડી જ્યાં ત્યાં ભટકવું પડયું પછી સંજોગો અનુકૂળ જણાતા અજ્ઞાતવાસ છોડી કાન્યકુબ્જમાં આવ્યો ત્યાંથી નાટકની શરૂઆત.

**પ્રવેશ પહેલો**—રાજા જયાપીડ સરોવર તીરે સંગીતની ધુનમાં મસ્ત બની બેઠેલો છે નગરની નાગરીકાઓ તેના સંગીતમાં મુગ્ધ બનીને ત્યાં આવે છે. તેમને ઉપદેશ આપીને જયાપીડ ત્યાંથી વિદાય કરે છે ત્યાં કાન્યકુબ્જ નરેશ વિજયમલ્લ જયાપીડને કેદ કરવા આવે છે. બંને ધર્મનિષ્ઠ રાજાઓ જે હારે તે જીતનારનો તાબેદાર થઇને રહે. એ શરતે બન્ને દ્વંદ યુદ્ધમાં ઉતરે છે વિજયમલ્લનો પરાજય ત્યાં દેવશર્માનું આગમન કાશ્મીરનું રાજ્ય પાછું મેળવવા વિનંતી જયાપીડની તત્પરતા અને કાશ્મીર તરફ પ્રયાણ.

**પ્રવેશ બીજો**—"ભણ્યો પણ ગણ્યો નહીં" એવો વેદીયા ઢોર જેવો બટુક કાશ્મીર રાજ્યમાં દુર્દશા ભોગવી રહ્યો છે ત્યાં તેનો કાકો મનોરથ જે ત્રણ વરસથી જયાપીડની સાથે વિદેશમાં હતો તે આવી ચડે છે અને બટુકને તેના નોકર નરસિંહ સાથે તેની સ્રીને તેડવા સાસરે વિદાય કરે છે.

**પ્રવેશ ત્રીજો**—અમાત્ય દેવશર્મા છુપા વેશે રાણી સુવર્ણા આગળ આવે છે. અને જયાપીડના કાશ્મીરમાં આગમનના સમાચાર આપી સિંહાસન પચાવી પડેલા તેના ભાઇની સામે થવા તેને ઉશ્કેરે છે. ત્યારબાદ જયસેન આવતાં ભાઈ બેનની તકરાર, તલ્વારોની ચમત્કાર

બ્હેનને હાથે ભાઇનો પરાજય, અને સંહાર કરવા તલ્વાર ઉપાડે છે ત્યાં જયાપીડનું આગમન અને જયસેનને ક્ષમા.

**પ્રવેશ ચોથો**–સાસરે જવા નીકળેલો બટુક પોતાની મુર્ખાઈથી લુંટારાને હાથે લુંટાય છે અને બીજાને પણ લુંટાવે છે ત્યાં પોતાની જાંગીર સંભાળવા નીકળેલો મનોરથ આવી પહોંચે છે. લુંટારાઓ પકડાય છે અને બટુકને પુરતા બંદોબસ્ત સાથે સાસરે રવાના કરે છે ત્યારબાદ પ્રજાપાલક મહારાજ જયાપીડનો જાહેર ઢંઢેરો બે દૈવી વ્યક્તિ ધર્મ અને કીર્તિ તે ઢંઢેરો સાંભળે છે અને ધર્મ કીતિ દેવીને કહે છે કે સાંભળ તું ઇશ્વરપરની શ્રદ્ધા ખોઈ બેઠી છે પણ જગન્નિયંતા દરેક સૈકામાં એક પુરૂષ એવો ઉત્પન્ન કરે છે કે જે ન્યાય, નીતિ, ધર્મનો સ્થંભ થઇને રહે અને અમર કીર્તિ મેળવે આ વાત કીર્તિદેવીના માન્યામાં આવતી નથી જેથી જયાપીડની પરીક્ષા કરવાં માટે બન્ને જણા એમના દરબારમાં જાય છે.

**પ્રવેશ પાંચમો** - જયાપીડના દરબારમાં રાજા વિજયમલ્લને કાશ્મીર રાજ્યના મહા સેનાપતિની તલ્વાર સોંપાય છે, અને વિજયમલ્લ કાશ્મીર નરેશને ઉત્તરાવર્ત્તનો ચક્રવર્તિ બનાવવાનો વિચાર કરે છે ત્યાં ગુપ્ત વેશે ધર્મ અને કીર્તિનું આગમન જયાપીડની પરીક્ષા તેનો અદભુત આત્મત્યાગ. તે જોઈ ધર્મ અને કીર્તિદેવી પ્રસન્ન થાય છે ને તેના શત્રુઓ "કીર્તિસ્થંભ" રોકી રહ્યા છે તે ઉખેડી નાંખવાની આજ્ઞાકરી અદ્રશ્ય થાય છે.

**પ્રવેશ છઠ્ઠો**—કાશ્મીરમાંથી નહાસી છુટેલો જયસેન વિષ્ણુપુરીના રાજા ભીમ પાસે મદદ માંગવા આવે છે પણ ભીમ નેપાળ નરેશનો માંડલીક હોવાથી અને નેપાળ નરેશ ' કીર્તિસ્થંભ" ની સ્થાપના કરવામાં રોકાયેલો હોવાથી બન્ન જણાં ત્યાં જાય છે. ત્યારબાદ રાજકુમારી હિરણ્યરેખા તેને વિદ્યાભ્યાસ કરાવનાર પંડિત અનુંરાગના સદ્‌ગુણોમાં મુગ્ધ બની ગઈ છે. તેના પ્રેમનો અનુરાગ અસ્વિકાર કરે છે ત્યાં રાણી વિલાસવતી આવી પહોચે છે. પોતાની રાજકુમારીને એક સાધારણ માણુસમાં પ્રેમ મુગ્ધ થયેલી જોઇને ગુસ્સે થાય છે પરિણામે રાજકુમારી કેદ અને પંડિત અનુરાગને વિના વાંકે દેશપારની શિક્ષા

**પ્રવેશ સાતમો**-નેપાળ નરેશ પોતાનો "કીર્તિસ્થંભ" રોપી રહ્યો છે ત્યાં અમાત્ય દેવશર્મા આવીને તેને અટકાવે છે. અભિમાની અરિમર્દન તેનું કહેવું માનતો નથી, ત્યાં જયાપીડનુ આગમન, બે નૃપાલો વચ્ચે કીર્તિસ્થંભ આગળ દાન આપવાની હરિફાઈ. જયાપીડના જેટલું દાન અરિમર્દનથી આપી શકાતુ નથી તેથી તે ઝાંખો પડે છે. અને ક્રોધે ભરાઇને જયાપીડની સામે લડલા તૈયાર થાય છે ત્યા વિજયમલ્લનું આગમન લડાઈની શરૂઆત અને વિજયમલ્લને હાથે અભિમાની અરિમર્દનના " કીર્તિસ્થંભ"નો ઉચ્છેદ

: : ટેબ્લો : :

**અંક પહેલો સમાપ્ત**

# અંક બીજો

**પ્રવેશ પહેલો**—પોતાનાં શત્રુ ઉપર વિજય મેળવીનેજયાપીડ કાશ્મીર આવ્યો છે. છતાં હજી પણ લડાઈનાં વાદળ વીખરાયાં નથી તેથી આમાત્ય દેવશર્માને ઘટતી વ્યવસ્થા કરવાની આજ્ઞા આપે છે ત્યાં રાજ્યના કેટલાક ખેડુતો રાજ્યમાં અનાજ પાકતું નથી અને પૃથ્વી રસ ચુસી જાય છે એવી ફરિયાદ કરતા આવે છે. પૃથ્વી રસ ચુસી જાય છે એનું કારણ ખોળતાં રાજાને પોતાનીજ વચનભ્રષ્ટતા તેનું કારણ છે એમ જણાય છે. કારણ નેપાળ નરેશના કીર્તિસ્થંભ આગળ દાનમાં આપેલા રાજ્ય ખજાના હજી સુધી તેને દાનમાં આપ્યા નથી તેથી પંડિત અનુરાગને બોલાવી આખા કાશ્મીર રાજ્યના ધન ભંડાર લઇ જવાનું કહે છે. અનુરાગ તે સ્વીકારતો નથી, અને રાજ્ય ખજાના પ્રજાને લુંટાવી દેવાની સલાહ આપે છે. તેની આ નિર્લોભ વૃત્તિ ઉપર રાજાની પ્રસન્નતા, રાજા જયાપીડ ત્યાંથી ગયા પછી સેનાપતી વિજયમલ્લ વિષ્ણુપુરીનાં રાજા ભીમ અને રાણી વિલાસવતિને લડાઇમાં જીતીને ત્યાં આવે છે. અને અનુરાગનું અપમાન કર્યું હતું એટલા માટે રાણી વિલાસવતીને તેની ક્ષમા માગવાની ફરજ પાડે છે અનુંરાગ અને વિલાસવતિ ને એકલાં પડતાં અપમાનથી બળી રહેલી વિલાસવતિ અનુરાગની ઉદારતા, અને સદ્‌વૃત્તિ જોઇ પોતાની ભૂલ માટે પશ્ચાત્તાપ કરે છે

અને અનુરાગ ઉપર ઉપકાર કરવા માટે જયાપીડપર આવનાર આફતના ખબર આપે છે.

**પ્રવેશ બીજો**—પૃથ્વીની પૂજા કરવા માટે મહારાજ જયાપીડ એક સાધારણ ખેડુતનો પોશાક ધારણ કરીને ખેતરમાં આવ્યો છે અને હાથમાં હળ લઈને પોતાને હાથે હળ ખેડે છે ત્યાં ગભરાયો અનુરાગ આવે છે અને ખબર આપે છે કે કાવત્રાખોર દુશ્મનોએ અચાનક હુમલો કર્યો છે. અને તેને જીવતો કેદ પકડવાની જાળ બીછાવી છે, એકલે હાથે તેની સામે થવાની જયાપીડની તૈયારી ત્યાં અરિમર્દન તથા તેના સૈનિકોનું આગમન. પોતાની વ્યવસ્થાની ખામીને લીધે શત્રુઓ છેક નજીક આવી ગયા છે તેવું સાંભળી જયાં ત્યાં સંહાર મચાવતો ઘાયલ થયેલો વિજયમલ્લ પણ ત્યાં આવી ચડે છે. પરિણામે રણસંગ્રામ અનેક ઘા ખાઇ મૂર્છિત થયેલા વિજયમલ્લને તેના શત્રુઓ મરણ પામેલા ધારે છે. અને જયાપીડ જીવતો કેદ પકડાય છે.

**પ્રવેશ ત્રીજો**—રતિની પ્રણય પીડા ત્યાં છ મહિના વીતી ગયા છતાં બટુક હજી સાસરેથી આવ્યો નહિં એટલે તેને તેડવા માટે અને પોતાના રાજાને શત્રુઓ કેદ કરી આ તરફ લાવ્યા છે તે ક્યાં છે તેની બાતમી મેળવવા માટે પંડિત મનોરથ બટુકના સસરાના ઘેર આવે છે અને અજરામરને બાતમી લેવા મોકલે છે મનોરથને ખબર પડે છે કે છ મહિના વીતી ગયા છતાં ભાઇશ્રી બટુક શર્મા હજી સાસરે આવ્યા નથી ત્યાં તો ભાઇશ્રીનું આગમન

અને અનેક પ્રકારની મૂર્ખાંઇઓનું પ્રદર્શન. મનોરથની શીખામણ અને તેનો દુરૂપયોગ ત્યાં જયાપીડ નેપાળ રાજ્યના કાળ ગંડિકાના કિલ્લામાં કેદ છે એવા ખબર મળતાં મનોરથ ખબર આપવા કાશ્મીર જાય છે અને બટુકને તેના સાળા અજરામરને સોંપે છે. બિચારી અનેક આશાભરી રતિ પોતાના પતિને સાવ ગમાર જેવો જુવે છે તેથી તેના હ્રદયને સંતાપ.

**પ્રવેશ ચોથો**—રાણી સુવર્ણાંએ ચાલુ પરિસ્થિતિમાં શું કરવું એના માટે દરબાર ભર્યો છે ત્યાં અરિમર્દનની આજ્ઞાથી કાશ્મીર કબ્જે કરવા આવેલો જયસેન રાણી તેની પાસેથી બે માસની મુદત માગે છે ને જયસેનને વિદાય કરે છે ત્યારબાદ જયાપીડને કાળ ગંડિકાના કિલ્લામાંથી માત્ર બે માસમાં છોડાવવા કોણ સમર્થ છે તે જાણવા માટે દરબારમાં બીડું ફેરવાય છે પણ કોઇની હિંમત ચાલતી નથી ત્યારે અમાત્ય દેવશર્મા બીડું ઝડપે છે, અને મ્હોતના મોંઢા-માંથી છટકીને આવેલા વિજયમલ્લની સાથે જયાપીડને છોડવવા માટે નેપાળ તરફ જાય છે.

**પ્રવેશ પાંચમો**—પોતાના મૂર્ખ પતીને ઠેકાણે લાવવા માટે શાણી રતિની યુક્તિ પ્રયુક્તિઓ અને તેમાં કંઇક અંશે સફળતા.

**પ્રવેશ છઠ્ઠો**—છુપા વેશમાં વિજયમલ્લ અને દેવશર્મા નેપાળ નરેશ આગળ આવે છે અને યુક્તિથી જયાપીડને મળવાને માર્ગ ખુલ્લો કરે છે.

**પ્રવેશ સાતમો**—ભયાનક કિલ્લામાં કેદ થયેલા જયાપીડ અને દેવશર્માંનો મેળાપ. અદભૂત આત્મભોગ આપીને દેવશર્મા જયાપીડને શત્રુના કારાગારમાંથી છોડાવે છે. આ ખબર મળતાં અરિમર્દન ગુસ્સે થાય છે અને વિજયમલ્લ કે જે છુપાવેશમાં દેવશર્માંની સાથે આવ્યો છે અને દેવશર્મા કંઈક કપટ ન કરે એટલા માટે જામીન તરીકે પોતાની સાથે રાખ્યો છે તેને પકડી મંગાવે છે અને શિરચ્છેદનો હુકમ કરે છે, પણ **તેમને** બધાને **આશ્ચર્ય** પમાડતો અને ભય ઉપજાવતો વિજયમલ્લ બનાવટી પોશાક ફેંકી દઈને ખુલ્લો થાય છે અને નેપાળ નરેશની આંખમાં ધુળ નાંખીને આબાદ છટકી જાય છે

— ટેબ્લો. —

## અંક બીજો સમાપ્ત.



# અંક ત્રીજો.

**પ્રવેશ પહેલો**–ઉપરોક્ત ઘટનાને બે વરસ વીતી ગયાં છે જયાપીડે ઉત્તર ભારતપર અનેક રાજ્યપર વિજય મેળવ્યો છે અને તે આજે પોતાના વિજયી સૈન્ય સાથે કાશ્મીર પાછો આવે છે. રાણી સુવર્ણાએ અદભુત આત્મ બલિદાન આપનાર આમાત્ય દેવશર્માએ એક પ્રતિમા સ્થાપન કરી છે અને ત્યાં તેના વિજયી સ્વામીનો સત્કાર કરવા ઉભી છે, દરેક વિજયી વીરો અમાત્ય દેવશર્માની પ્રતિમાને નમે છે, માત્ર અરિમર્દન નમતો નથી તેને પણ જયાપીડ યુક્તિપૂર્વક નમાવે છે અનેલડાઈની પૂર્ણાહુતી થાય છે ત્યાર બાદ **"કીર્તિસ્થંભ"** રોપવાની જયાપીડની અભિલાષા તેમાં જોઇતા સાધનોની તૈયારીઓ બીજા બધા સાધનો મેળવવાં સુલભછે પણ આચાર્ય સ્વામીની આજ્ઞા છે કે કીર્તિસ્થંભ આરોપવાનું શુભ મુહુર્ત કોઇ મહા સતી સાધ્વીને હાથે થાય તો અવિચળ રહે, એટલા માટે રાજા જયાપીડ એવી મહાસતિના દર્શન માટે જાય છે.

**પ્રવેશ બીજો**–રાજકુમારી હિરણ્યરેખા પંડિત અનુરાગ સાથે લગ્ન કરવાનો નિશ્ચય કરી બેઠી છે એ જાણ્યા પછી રાણી વિલાસવતિ પોતે એકવાર અનુરાગનું અપમાન કર્યું હતું તેનું પ્રાયશ્ચિત કરવા માટે રાજકુમારી અનુરાગને આપવાનો નિશ્ચય કરે છે અને પંડિત મનોરથ દ્વારા આ યોજના પક્કી થાય છે. છેવટ પ્રેમીઓનો પ્રેમાલાપ અને મનોરથની મીઠી મશ્કરી.

**પ્રવેશ ત્રીજો**—એક ગરીબ ઘર ઘર-ધણી ધર્મનિષ્ટ હોવા છતાં રોગી અને ક્રોધમૂર્તિ. અને તેના પતિ મહાસતિ અને શાન્તિની પ્રતિમા રાણી સુવર્ણા અને રાજા જયાપીડ તેના દર્શન માટે આવે છે, અને ઈન્દ્રાસનને પણ ડોલાવનાર સતિનો અદ્ભુત પ્રતાપ જોઈ રાજા આશ્ચર્યચક્તિ થાય છે અને તેના પતિને આશ્વાસન અને ઉપદેશ આપી પોતાને જોઈતી સહાયતા મેળવે છે.

**પ્રવેશ ચોથો**—શાણી રતીના સતત પ્રયત્નોથી બટુક કાંઈક ઠેકાણે આવ્યો છે, છતાં હજી એના ભેજામાંથી ડોઢડાપણુ સાવ ગયું નથી. તે વળી પાછી એક મુર્ખાઈ કરી બેસે છે. ત્યાં રતી આવી તેને સમજાવે છે અને મનોરથ ઘણે દિવસે ઘેર આવ્યો છે માટે સાવચેતીથી વર્તવાનું કહે છે ત્યાં મનોરથનું આગમન બટુકની પરિક્ષા સાવ ગમાર હતો, એને બદલે કંઈક સમજતાં શીખ્યો એટલાથી મનોરથનો સંતોષ અને રતિને ધન્યવાદ

**પ્રવેશ પાંચમો**—પરાક્રમી અન પરમાર્થી મહારાજ જયપીડ ગંગા યમુનાની સંગમપર રોપેલો "**કીર્તિસ્થંભ**" અને સતિને હાથે તેનાપર કલશનું આરોપણ અને જયનાદ વચ્ચે નાટકની સમાપ્તિ.

ઇતિ શુભમ.

**આનંદ** **આનંદ** **આનંદ**



શ્રી ૧।.

# ''કીર્તિસ્થંભ'' નાટકના ગાયનો.

## મંગળાચરણ.

શ્રી હરિ ૐ સચ્ચિદાનંદ ઘન પ્રથમ નમન મન
જન સુખદા.

સત્ય સ્વરૂપ આનંદ રૂપ
વિશ્વ વિષે વિશ્વેશ સ્વરૂપે
આત્મા વિષે પરમાત્મા સ્વરૂપે એકના અનંતરૂપ
રહિત કામના પુર્ણ કામ છો જગત કામના, મન વિરામ છો.
કૃપા સિન્ધુ છો સકળ કામના, પરિપૂર્ણ કરતા,
મંગલમય પ્રભુ જયહો જય જય.......શ્રી૦

નટી—બાળાઓ— ૧

સાગર માંહી સમાય નહિ ને કાળ જેને ન ખાય,
ચંદ્ર તેજથી ઉજવળ જેની ઝલકે સહુ ઝંખાય
સુકીર્તિ અમુલ્ય ધન કહેવાય—

મેળવાય જે માથાં સાટે, પ્રાણ ખોઇ પરમારથ માટે
પ્રાણુ જાય પણુ પ્રમાણુ જેનાં, વિશ્વ વિશ્વે રહી જાય–સુકીર્તિ,
બીજાના દુઃખો પરિહરવા, જે પોતાના સુખ વિસરતા
પૂણ્યશાળી એ પરમાર્થી નર જુગ જગમાં પુજાય–સુકીર્તિ.
નથી કીર્તિના કોટ ચણાતા, પણ જનતા હૃદયે રોપાતા
"કીર્તિસ્થંભ" એ જે બ્રહ્માથી, ભુંસ્યા નવ ભુંસાય–સુકીર્તિ.

જયાપીડ— ૨

એક સમય એવો હતો, હતા રાજ્ય ધન ધામ
આજ સમય છે એજકે; સરવર તીરે મૂકામ.
મનવા ... ... .... .... નવ કરીએ કંઈ કલેશ
કોઇ દિન હોયે રાજ સિંહાસન, કોઇ દિન સાધુ વેશ
ચડતી પડતી ચક્રનાં એ સઘળાં તોફાન
નહિં હર્ષ કે શોક જયાં હરિ ઇચ્છા બળવાન—

## જયાપીડ અને નાગરીકાઓ–૩

જાદુગર વીણાવાળા, સંભળાવ મંત્ર મરમાળા.
શું ભાન ભૂલ્યા ઓ બાળા આ નથી સ્નેહની શાળા,

.................ઝણુકારે જગવી જવાળા—હો જાદુગર
પાણી ભરવા આવ્યાં ત્યાંતો ઉતર્યો પાણી અમારાં
મધુર નિનાદે પરવશ કીધાં, ચેતન હર્યાં અમારાં
મોહ ઘેલછા આ નવ શોભે, લાજે શિયળ તમારાં
................વિસરાય ન શબ્દ રસાળા—જાદુગર

## બટુકરામ અને નરસિંહ—૪

વિપ્ર નિલકંઠ શર્મા અમારૂં સ્વતઃ સ્વાગત કરશે
ઉચ્ચરશે સાસુ શાણી, પધારો વેદ મૂર્તિ
જમાઈ રાજ કહો સર્વ પાય પડશે.
( પછી તું શું કહીશ )
બટુક શર્મા ઉવાચ--શતંજીવ શરદો વર્ધમાન
સપ્ત પુત્રની માતા હો
આવું બોલીને વેવાઈ વેલામાં ભાઈ ફજેતા કરશે.
વેદ વિશારદ વ્યાકરણ વેત્તા, પ્રાકૃતના ઉચ્ચરશે.

**સાહેલીઓ—** ૫

લાખ લાખ જયોતિ પ્રગટાવી, પ્રગટ્યા ચેતન પ્રાણ
પતિવૃતા પતિવૃત ઉજવતી, યાચે પતિ કલ્યાણ
ધન્ય એ જન્મ દિવસની લ્હાણ.
ધવલ ચંદ્રિકા સમા સમુજવલ, જેનાં હૃદય પ્રમાણ,
ધવલ સુયશ એ વિશ્વે વ્યાપો, પુરજનનાં પરિત્રાણ—ધન્ય૦

**બટુક અને નરસિંહ—** ૬

નરસિંહ ચાલ જઇએ કાશી. ડબકાં મારીએ એકાશી
૮૨, ૮૩, ૮૪ થી છુટીએ
સારા પંડીત જોતાં જઇએ. ૧, ૨, ૩, ૪ રાતો રહીએ.
નવા નવાં અપ્રીણુ ખાઇએ.
ચાલ ભાઈ લાખેણી મઝા લુટીએ.
મધુ માસમાં ગ્રહણ એમાં કરીએ જઇ તર્પણ
લાડુ કરીએ બે ત્રણ મણ જમવા ચતુર પંડીતોને ચુંટીએ
પરશન દર્શનથા શીવરાયા પુરી પાવન કરીએ કાયા
ત્યાંથી હરખાયા હરખાયા જઇએ,
સસરા સાળા બંધુની કુટીયેઃ—

## હિરણ્યરેખા અને સખીઓ-૭

કોઇ કહો શા કારણે અમને લાગે સુનો સંસાર
સુના લાગે મનમંદિર મારાં, સુના લાગે શણગાર
લાગે કેમ સુનો સંસાર

અંતરમાં કોઇ ચોર વસ્યો છે,
અંગે અનંગ ભુજંગ ડસ્યો છે,
ચોર ભુજંગમાં હું નવ સમજું; સમજું ન સ્નેહ વિકાર-
પ્રેમનો રંગ ન છુપે સાહેલી
રસ સરોવરમાં ચડી હેલી
મારી જાણે બલા પ્રેમ તે શું અને શું રસના ભંડારઃ-

## હિરણ્ય અને સખીઓ—૮

દિવસો વીતે વાતવાતમાં નાની લાગે રાતજો.
જાણે હમણાં રાત પડીને હમણાં થયું પ્રભાતજો
એવાં એ દિવસો તે કયારે આવશે.

આણા આવે સાસરીયેથી કરે મશ્કરી સહીયર જ્યારે
ઉપરીથી રીશાઈયે ત્યારે, હૈયે નિરાંતજો—એવાં.
ભાન રહે નહિં રાત દિવસનું, રસમસ્તીની વાતો કરતા
જાય હજારો રાત છતાં પણ ખુટે નહિં એ વાતજો—એવાં,
જે ઘડી આખા જીવનભરમાં, એકવાર આવે જીવતરમાં
એ ઘડી આગળ આ જીવતરની, કંઇયે નથી વિસાતજો—એવા.

અનુરાગ—                ૯

પ્રેમ પ્રભુનું રૂપ છે. સહેજે નહિં સમજાય
સત્ય પ્રેમને સમજતાં કૈક જીંદગી જાય—
આ કિનારે છો તમે, સામો કિનારો દૂર છે.
છો હજી સરિતા મહિં. સાગર તમારો દૂર છે.
છે તોફાની પ્રેમ સિંધુ, નાવ નાનું હૃદયનું
નીર છે ઉંડા ખડક ઉંચા, હજારો દૂર છે.
અધવચ દીવાના ત્યાં ડુબ્યા દાના ડુબ્યા કાંઠા ઉપર
કેમ સાગર એ તરાશે. એ પ્રકારો દૂર છે—

જયાપીડ— ૧૦

માટીની પ્રભુતા વડે સજીવ છે સંસાર
મર્મ ન સમજે તે નરો ભૂમિ ઉપર ભાર
ભૂમિના નાથની ભૂમિ બધી કહેવાય માટીમાં
સકળ સામ્રાજ્ય સમૃદ્ધિ બધી સરજાય માટીમાં—
કહી માટી તણી કાયા. અને માટી મહિં માયા
જગત સરજાય માટીથી, અને લોંપાય માટીમાં—
મુઠીમાં માટી ભરી ભર્યો રાજ્યનો ભાર
કરૂં દાન આ હાથથી, રાજ્ય તણાં ભંડાર



# અંક બીજો.



દાસીઓ— ૧૧

વિજયના જયનાદ સજની. વિજય ડંકા વાગતા.
જીતી અરિદળ કીર્તિ વરીને, સકળ હર્ષે રાજતા-વિજય
આજ ઘર ઘર પુર જનોનાં, વિજય ઉત્સવ ગાજતા,
ધન્ય નૃપતિ સુયશ જેના, બંદીજન આલાપતા-વિજય ડંકા,

અનુરાગ અને જયાપીડ—૧૨

નાંહી કદાપિ સુલભ નિર્લોભ મન
વિષયમ વિલાસી વિનાશી
વિતથી ન હોય કદી સુખદ જીવન
વિશ્વ સહુ કહે સુખદ સંપદા
વિરલા ત્યાગે કોઈ તમ સમા.
વરદ હોય જ્યાં દેવી શારદા.
ધન નીશાની હોય ત્યાં તમા

ધરે હૃદય સંતોજ એજ ધનવાન
.... .... .... .... ... ધનવાન.
આવા સંતો દુર્લભ જગમાં.
ધન્ય આપ રાજનૂ .... .... ... નાંહી.

બાળકો— ૧૩

જય જીવન આધાર જનની, જન્મ ભુમી ભારતી
તું જીવન ધન તું·શરીર મન, તું સુખનો આધાર–જનની
રામચંદ્રની કર્મભુમિ, કૃષ્ણુ કુંજ વિહાર.
પૂર્ણ પ્રગટ્યા યુગ સુગે, જ્યાં ઈશના અવતાર–જનની

જયાપીડ— ૧૪

આ પૃથ્વિ છે પરમેશની પૃથ્વિપતિ એ એક છે
જ્યાં ભુપતિ છે કૈક, પણ ભુમિપતિ એ એક છે—
જે અન્નના કણ એકમાં લાખો કણો ઉત્પન્ન કરે
જે બીજમાં વૃક્ષો શમાવે, અકળ ગતિ એ એક છે—
જેની દયા મોટા થકી પણ, રંક પર ઝાઝી રહે
એ દીવનો આધાર જેની અકળ ગતિ એ એક છે—

રતિ— ૧૫

મારે સાસરીયે જઇ કોઈ કહેજો એટલડું
પ્રીતમજી આણા મોકલે
મને પીયરીયામાં હવે લાગે એકલડું. પ્રીતમજી આણા મોકલે
રાત જાગી જાગીને જાય છે
આંખ મીંચું તો સ્વપ્ના દેખાય છે.
મારૂં હડું ભાન સાન ખોઇ થઈ ગયું ભુલકણું પ્રીતમજી.
મને મ્હેણાં મારે છે સાહેલડી
ફાલી પુલી છે જીવનની વેલડી
ઘેલી થઈ છું વીરહે બળે છે કાળજડું-પ્રીતમજી

મનોરથ— ૧૬

જાતે દહાડે (૨) રાખે વરવાના વિચાર
જીવતરમાં એના ધુળ પડી.
ઘડપણ આવે (૨) તોએ ન સમજે સાર
જીવતરમાં એના ધુળ પડી.

માથે ધોળાં હાથે લાકડી ને ડગમગ ડોલે કાયા
તોએ લગનના લ્હાવા લેતાં, લાજે નહી જે લગાર.
—જીવતરમાં.

બાવન વરસે બાર વરસની, બાળાનો ભંવ બાળે,
ઉછીનાં લઇ જોર જોવાની હોંશે ફેરા ફરે ચાર
—જીવતરનાં.

## રતિ અને સમજુ— ૧૭

મનડાની મનમાં સમાય રે ઓ ભાભા મારા—મનડાની.
મારે કાળજડે લાગી લ્હાય, રે ઓ ભાભી મારાં
આશ કૈ કૈ બાંધીતી મનમાં ધાર્યું તું મેં તો
લઈશું રસિકતાનો લ્હાવ—

ત્યાં તો ગમાર જેવા ચાળા નીહાળી એના
આશાની વેલડી સુકાય—

લોકો કહેશે કે અમે થયાં સંસારી, પણ સળગ્યો સંસાર
ભોગી થયાં પણ વિયોગી જેવાં જીવ્યું આ કેમ જીવાય.

રતિ અને બટુક— ૧૮

અમે તરશ્યાં તમારાં સ્નેહનાંને
પ્રશ્ન ટાળ્યા અમારા સંદેહનારે
હવે શીખો સંસારની રીતરે—અમે૦
ગૃહિણી છો તમે ગુરૂજી અમારા
ચેલા થયાં અમે આજથી
કહ્યા અમારાં કરજો પ્રીતનજી
શીખાવશું રસનાં સંગીતરે

વર્ષોથી વિદ્યા ભણી, શીખ્યા શાસ્ત્ર અમૂલ,
શિખ્યા નહિં વહેવાર તો એ શિક્ષણમાં ધૂળ

જયાપીડ ૧૯

વિપદ શિરપર આવે
અનેક રૂપ ધરી ધૈર્ય હરવા
એક સાથ મળી ફસાવે—વિપદ૦
સત્ય વચન સુધર્મ નીતિ
અચળ નિશ્ચય ટેકને
એ કસોટી પર ચડાવે
રહે અડગ જે એજ વીરનર—વિપદ૦

અંક બીજો

સમાપ્ત

# અંક ત્રીજો.

## રેખા અને સખીઓ-- ૨૦

સજીલે સજની તું શણગાર
ગુંથીલે સ્નેહ સુમનનાં હાર. અલીએ હમણાં આવશે.
સખી એ છે સાચા શણગાર
હારથી મોંઘા હૈયાહાર, મળ્યાથી મનડું માનશે
હૃદય હોય સુંદર સજની; ત્યાં ડોળ વૃથા શાને
સુંદરતા લુખી નવ શોભે હૈયાં હરવાને
સ્વજનના નયનોથી સત્કાર
ઉગાડો મન મંદિરના દ્વાર; અલીએ હમણાં આવશે.

## અનુરાગ— ૨૧

ગુંથ્યો કેશ કલાપ જ્યાં ત્રણ લટે ત્યાં તો ત્રીવેણી વસી
મુક્તિદા મધુરાં મધુર અધરે, કાંચી કટીથી કસી
નેત્રો પુણ્ય પ્રભાવ ને, અમરતા પ્રત્યક્ષ તું પાસ છે
તારા સુંદર દેહમાં જગતનાં તીર્થો તણો વાસ છે.

## રેખા અને અનુરાગ— ૨૨

અમે સોંપ્યા જીવનના નાવ એ કાંઠડે ઉતારજો
જેવાં તેવાં તોય આશરે તમારે
ભવ સાગરમાં નારી નૌકા, કર્ણધાર કાન્ત બની તારજો-
હું સસ તો જ્યોતિ તમે, હું જીવ તો જીવન તમે
હું સ્નેહ તો છો રસ તમે, જડ દેહનાં ચેતન તમે
એ ઉભયના સહવાસમાં; સંસાર સુખ રહેલ છે
તારક અને તરણી મળ્યાં ત્યાં સિંધુ તરવો સ્હેલ છે—

## જયાપીડ— ૨૩

જે પતિવ્રત પાળે જગમાં સુધર્મ સ્થાપે
ઉન્નત છે જે આજારત સતીઓ તણા પ્રતાપે
મૂર્તિ ક્ષમા તણી જે નારી નહીં છે દેવી
જેનાં પૂનિત દર્શન સંતાપ પાપ કાપે
બાળક બને પ્રભુ જ્યાં રથ સૂર્યનો જે રોકે
તેને સતાવનારા તપશે સદાય તાપે—

બટુક અને રતિ— ૨૪

લખી શ્લોક દશ હજાર, કરૂં શાસ્ત્ર હું તયાર

ધાર્યું પ્રમદા પુરાણ એનું નામ છે--

સ્ત્રીથી શોભે છે સંસાર સ્ત્રી છે સઘળા સુખનો સાર

અને આધીન રહેવામાં આરામ છે--

પહેલાં શ્લોક લખાશે એ સ્ત્રી એ ધરતી માતા છે

તારે તેમજ બોળે તે એને ચરણે હજારો પ્રણામ.

ઘરનો રાજા નર કહેવાય, પ્રમદા પ્રધાન તેનો થાય

બેમાં કોણ શ્રેષ્ઠ કહેવાય, અહીંયાં સઘળાં પ્રશ્નોનો

વિરામ છે.

સ્ત્રી છે દાળ પુરૂષો ચોખા સ્વાદ ભેગા તોયે નોખા

એમાં કોના કરવા ધોકા, અહીંયા પ્રમદા પુરાણ તમામ છે-

